॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# અમર કીર્તિ.

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ઇશ્વરલાલ વાડીલાલ શાહ.

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

મુકામ—ઘીકાંટા ભારતભુવન થિએટર

અમદાવાદ.

કિંમત ૪ આના.



આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટિંગ પ્રેસમાં **વાડીલાલ
બાપુલાલ શાહે** શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજને માટે છાપી
ઠે૦ ઘીકાંટા જેશીંગભાઇની વાડી—**અમદાવાદ.**

॥ ॐ ॥

॥ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# અમરકીર્તિ.

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

રચનાર:—રઘુનાથ ત્રીભુવન બ્રહ્મભટ્ટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઈશ્વરલાલ વાડીલાલ શાહ

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામ:—ધીકાંટા ભારતભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ પહેલી ] સને ૧૯૩૬ [ પ્રત ૨૦૦૦

કિંમત ચાર આના.

# અમરકીર્તિ નાટકનાં મુખ્યપાત્રો.

## પુરૂષ વર્ગ.

**મેહ જેઠવો**–બરડા પ્રદેશનો સ્વામી, ઘુમલીનો મહારાણો

**અમરો કાજો**–ઠાંગા પ્રદેશનો ચારણ ઉજળીનો પિતા

**વિરમદેવ**–માંડવગઢના મહારાજા અને રમાદેવીના પિતા

**જગુભા**–મેહ જેઠવાનો લઘુ બંધુ

**સર્જનસિંહ**–રાણાનો ન્યાયપ્રિય સેના નાયક

**વીરાજી**–રાણાનો દુરાચારી હજુરીઓ, માંડવગઢનો ગરાસીયો

**કેસળાજી**–વીરાજીનો સસરો

**એમરો**–અમરાનો નોકર

**પાંડુરંગ શાસ્ત્રી**–ઘુમલીનો ન્યાય શાસ્ત્રી

ઉપરાંત–પુરોહીત, અનુચર, સૈનિકો. નાગરીકો ઇત્યાદિ.

## સ્ત્રી પાત્રો.

**ઉજળી**–ચારણ અમરા કાજાની પુત્રી–મહારાણા મેહના સ્નેહ-સંતાપમાં સળગતી સતી સાધ્વી

**રમાદેવી**–માંડવગઢની રાજકુમારીકા

**વીજળી**–વીરાજીની સ્ત્રી

**ચંદા**–એક ગમારી વેશ્યા

ઉપરાંત–વીજળીની બ્હેન, કંચનીઓ, સાહેલીઓ વિગેરે વિગેરે

# ઉપોદ્‌ઘાત.



Love Rules The Comp The Court The Crave
"SCOTT"

આંગ્લ કવિ સમ્રાટ શેકસ્પિઅરની અમર ઉક્તિ છે કે "કોસ ઓફ ટુ લવ ડીડ નેવર રન સ્મુધ" એટલે કે પ્રેમનો માર્ગ અનંત દુઃખથી ભરેલો છે. આંગ્લ કવયિત્રી મેરી કોરેલી કહી ગઈ છે કે, રોમીઓ જુલીએટ શીરી-ફરહાદ અને લયલા-મજનુન જો ઘર સંસારી બન્યાં હતે તો અમુક વર્ષો પછી તેમને જરૂર ડાયવોર્સ કોર્ટનો આશ્રય લેવો પડતે અને કદાચ અંતકાળ અમરત્વ મેળવવાને બદલે તેમનું જીવન–જીવન કાળમાંજ પર્યાપ્ત થતે, જીગરમાં બળતી જવાળાને આ જીવન જ- વલંત રાખી ખેંચાતા ઉભય જીવોનું. અંતકાળે અનંતમિલન. એજ પ્રેમનો યુગોયુગ વિજય. અને એટલા માટેજ એ વિજયી યુગલોને સંભારી આપણે અશ્રુ સારીએ છીએ.

રસધાર વહેન્તા સૌરાષ્ટ્રની આ અમરજોડલી ચારણ કન્યા ઉજળી અને ધુમલીનો જેઠવાવંશી મહારાણો મેહ. જેને આખા ગુજરાત અમર પ્રેમીઓ તરીકે પીછાણે છે. બાર વર્ષની અનાવૃષ્ટિ પછી સતત વારિધારાઓના પ્રતાપમા શીકારે દુર નીકળી ગયેલો મહારાણો ભીંજાઈ અચેતન થયો અગ્નિના અભાવે દેવી સ્વરૂપ

ચારણ કન્યા ઉજળીએ તેને પોતાના શરીરની ઉષ્મા અર્પી સચેતન કર્યો. ચારણ કન્યા એટલે દેવબાલા, પરપુરૂષનો તેને સ્પર્શ થયો, એટલે એ શરીર એને અર્પણ કરી ચૂકી, ચારણો એટલે ક્ષત્રિયોના દેવતા, મહારાણો સત્ય જાણત ધર્મ બંધનની ગભરાયો, ઉજળી પ્રેમની જોગણ બની, પ્રેમના અનાહત્ ધ્વની જગાવી આખરે એ મહાસતી મહારાણાને બાળી, પોતે બળી, અને એ અમરયુગલ સૌરાષ્ટ્રના ઈતિહાસમ ચીરકાળ અમર રહ્યું, એજ આજના પ્રયોગની વસ્તુ. તેમજ શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજના માલેકોએ પ્રયોગને દીપાવવા ઉત્સાહપૂર્ણ પ્રયત્ન કર્યો છે. સુજ્ઞ પ્રેક્ષકોની ગુણદોષ માટે ક્ષમા યાચી અત્ર વિમરતો,

અમદાવાદ
ભારતભુવન થીએટર
તા, ૫–૩–૩૧

રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટ



॥ શ્રી. ॥

# અમર કીર્તિ.

## નાટકનો ટુંકસાર.



### મંગળાચરણ અને વસ્તુસૂચન



**પ્રવેશ પહેલો:**—અનાવૃષ્ટિથી ઉત્પન્ન થયેલી ભીષણ દુર્બળતાને દૂર કરવા માટે ચારણ કન્યાઓ અને ઉજળી મેઘને વીનવણી કરે છે. દૈવ કૃપાથી પુષ્કળ વરસાદ થાય છે. મૃગયા રમવા નીકળેલો ઘુમલીનો મહારાણો મેહ વરસાદના તોફાનમ સપડાઇ જત અચેતન થઈ ગયેલો છે. તેને તેનો વફાદાર અશ્વ ચારણ અમરા કાળાના નેહમ લઇ આવે છે. આત્મ ભોગમ પ્રથમ પંક્તિની ચારણ જાતના અમોલ આત્મ ભોગની ઉજવલ કીર્તિ હજીએ સૌરાષ્ટ્રમ અસ્તિત્વ ધરાવે છે. રાણાને પુનર્જીવન આપવા માટે ઉષ્ણતાની આવશ્યક્તા હતી. અગ્નિના ઉપચારો મળી શકવા મુશ્કેલ હતા. ઉપરોક્ત સંજોગવશાત્ ચારણ કન્યા ઉજળીની શારિરીક ઉષ્ણતાથી રાણાને પુનર્જીવન મળે છે.

**પ્રવેશ બીજો**:—પરણે પાંચ પાંચ વરસ વીતી ગયા છતાં પીયરમાં રહેતી વીજળીની વિમાસણ. વીરાજી વીજળીને તેડવા આવે છે ચાર સાત છોકરીવાળા સસરાને ત્યાં પરણનારની મુસ્કેલી. પોતાની સ્ત્રીને ઓળખતો નથી તેથી તેની સાળીઓ તેને બનાવે છે. વીજળીને સાથે લઇ વીરાજી માંડવગઢ તરફ પ્રયાણ.

**પ્રવેશ ત્રીજો**:—રાણામેહનો લઘુબંધુ જગુભા અને વીરાજી રાણાને ખોળવા નીકળેલા છે, ત્યાં વિરહવેદનાથી પીડિત રાણો સર્વ ઘટનાથી વીરાજીને વાકેફ કરે છે. પોતાનું જુનું વેર વાળવા માટે વીરાજી રાણાને ઊંધા પાટા બંધાવે છે. ઉજળી ચારણકન્યા છે એ બીના અંધારામાં રાખી ઉજળી ક્ષત્રી કન્યા છે એમ કહી તેને પત્ની બનાવવા રાણાને સલાહ આપે છે. ઉભયનું મિલન અને પતિપત્નિ તરીકેના કોલકરાર. ઉપકારનો આભાર માનવા જતાં પોતે ચારણ કન્યા છે એમ ઉજળીને મોઢેથી નીકળેલ શબ્દો રાણાને વજ્રઘાત સમા થઇ પડે છે. સમાજ બંધન અને જાતિભેદની નિર્માલ્ય મનોદશાને માનનારો રાણો ॥ હું ક્ષત્રિય અને તું ચારણ ॥ એમ કહી ઉજળીનો તિરસ્કાર કરે છે—ઉજળીનો પિતા અમરો ઉજળીને સ્વીકારવાની રાણાને ફરજ પાડે છે. રાણાનો ઇન્કાર અમરાનો ક્રોધ—ઉજળી રાણાને બચાવે છે

ટેબ્લો

**પ્રવેશ ચોથો**:—માંડવગઢની રાજકુમારી રમાદેવા અને સખીઓની પ્રેમ ચેષ્ટા ઘુમલીના મહારાણા મેહ સાથે રમાદેવીના લગ્ન નક્કી થવાની ખબર આવે છે. સખીઓની મીઠી મજાક,

**પ્રવેશ ૫ મો**—માંડવગઢની રાજકુંવરી સાથે રાણા મોહના લગ્ન થનાર છે એ સાંભળી અમરો ન્યાય માટે ઉજળીને સાથે લઇને ધુમલી તરફ જાય છે. રાણાને નિર્દોષ ઠરાવવાનો ઉજળીનો નિશ્ચય.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—ચંદા વેશ્યાને ત્યાં પાંડુરંગ શાસ્ત્રી બેઠેલો છે, ત્યાં જગુભાને સાથે લઇ વીરાજી આવે છે. વીરાજી ચંદાને ઘેર છે એવું સમજાવી શાસ્ત્રી વીજળીને લઇ આવે છે. પરિણામે જાગતો ઝગડો ને દેવાતો દેકારો.

**પ્રવેશ ૭ મો**—માંડવગઢના રાજાએ રમાદેવીનાં લગ્ન રાણા સાથે કરવાનું કબુલ કર્યું છે, એવા સમાચાર લઇ પુરોહિત આવે છે ત્યાં અમરો પુત્રીના હક માટે ફરીઆદ કરવા આવે છે. ન્યાયપ્રિય રાણો ન્યાયનેતા બને થતાં રાણાને ઉજળી નિર્દોષ ઠરાવે છે. અમરો ઉજળીને ઠપકો આપે છે. જવાબમાં ઉજળી કહે છે કે—

**અહીં શીરછત્ર કચવાતો અહીં શીરતાજ જાયે છે**
**બચુ તલવારથી તો છરીથી ગરદન કપાયે છે**
**પડી ગભરાટમાં બુદ્ધિ નથી બચવા તણું બારૂં**
**ઉભી છું એ સ્થળે કે બેઉ બાજુ મોત છે મારૂં**

ઉશ્કેરાયેલો અમરો ઉજળીને તરછોડી રાણા સાથે વેર લેવાની પ્રતિજ્ઞા કરે છે.

ટેબ્લો.

# અંક બીજો.



**પ્રવેશ ૧ લો**—સજ્જનસિંહ અને પાંડુરંગ વચ્ચે ચારણ કન્યાની વિચીત્ર ઘટના સંબંધિ વાતચિત. આ દુર્ઘટ ઘટનાનો સુત્રધાર વીરાજી છે એમ પાંડુરંગ સેનાપતિને સમજાવે છે.

**પ્રવેશ ૨ જો** રમાદેવી અને સખીઓનો પ્રણય વિનોદ. વેરની ધુનમાં અમરાના મુખથી રાણાએ કરેલો અત્યાચાર રમાદેવી જાણે છે. હકદાર ઉજળીને તેનો હક અપાવવાનું રમા અમરાને વચન આપે છે.

**પ્રવેશ ૩ જો**—ઘોર ઘટનાનો જવાબદાર વીરાજી છે માટે તેને રાણો શીકસ્ત આપવા માગે છે વીરાજી પોતે પણ અજ્ઞાત હોવાનું જણાવે છે. ઉજળી અને રાણાનો હૃદયદ્રાવક સંવાદ. રાણો જવાબ આપ્યા વગર ચાલ્યો જાય છે. દુષ્ટ બુદ્ધિનો વીરજી બદદાનતથી ઉજળીને વેશ્યાને ત્યાં લઈ જાય છે.

**પ્રવેશ ૪ થો**—પાંડુરંગ અને અન્ય વેશ્યાગામીઓ મદ્યપાનમ મશગુલછે ત્યાં વીરાજી ઉજળીને લઈને આવેછે. સત્યના પ્રભાવે ઉજળી વીરાજીના અંતરની વાત જાણી જાય છે કુટીલ વીરાજી સતિત્વના પ્રભાવથી અંજાઈ જાય છે છતાં બળાત્કાર કરવાની કોશીશ કરે છે દૈવી ચમત્કારથી હતાશ થઈ વીરાજી ઉજળીને નમી પડે છે. પાંડુરંગ અને રાણાનું આવવું. રાણાનો ક્રોધ.

**પ્રવેશ ૫ મો**–ક્ષત્રિયોના રિવાજ મુજબ ખાંડાસાથે પરણવા આવેલી રમાદેવી માટે રાણા તરફથી પોશાક આવે છે. તે પોશાક રમાદેવી ઉજળીને અર્પણ કરે છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**–વીરાજીને સખ્ત સજા કરવા માટે રાણો ન્યાયશાસ્ત્રી પાંડુરંગને પરવાનગી આપે છે. પાંડુરંગ પોતાના કટ્ટા હરિફ વીરાજીને દેશનીકાલની સજા ફરમાવે છે.

**પ્રવેશ ૭ મો**—લગ્ન મંડપમાં લગ્નની ધામધૂમ થઇ રહી છે રમાને ચોરીમાં પધરાવવાનો સમય થતાં રમા ઉજળીને લઈને આવે છે ઉજળીનો સ્વીકાર કરવા રાણાને સમજાવે છે. રાણો ઇન્કાર કરે છે. સત્યનિષ્ટ રમા લગ્નની વરમાળના ટુકડા કરે છે. રાણો ક્રોધે ભરાઇ રમાના પિતા વિરમદેવને કેદ કરી રમાને બળાત્કારે આસન બેસારવાનો હુકમ કરે છે. સેનાનાયક સર્જનસીંહ રાણાની આજ્ઞાનું ઉલંઘન કરી સામે થાય છે. રાણાના હાથે સર્જનસિંહનું મૃત્યુ. અમરાનું વચ્ચે પડવું અને પોતની પુત્રીના હક માટે મરતાં મરતાં રાણાને હડહડતો શ્રાપ આપે છે કે.

**કળકળશે જા કાગ ધુમલીનો ઘુંઘટ જશે**
**વધતી લાગો આગ રાણા તારા રાજમાં**
**જળમાં લેજે ઝોક અગન થકી તું ઉજળી**
**સરગાપરને ચોક ભેળા થાશું આપણે.**

અમરાનું મૃત્યું.

**ટેબ્લો.**



# અંક ત્રીજો.



**પ્રવેશ પહેલો:**—રાણાએ કરેલા અન્યાયનું વેર લેવા રમાદેવી તેના પિતા વિમરદેવને ઉશ્કેરે છે, ઉજળી સ્નેહઘેલી બની રાણાને પુનઃ વીનવવા માટે રાણાના મહાલય તરફ જાય છે.

**પ્રવેશ બીજો:**—પોતાનો સ્વીકાર કરવા માટે ઉજળી રાણાને આર્જવતા પૂર્ણ પ્રાર્થના કરે છે : પણ રાણાનું હૃદય પીગળતું નથી. આખરે કંટાળીને બળતા હૃદયે ઉજળી શ્રાપ આપે છે કે

**રાણા તારૂં રાજ આઠ પ્રહરમાંહી જશે**
**પગલે પગલે આગ પૃથ્વીમાંથી પ્રગટશે**

શ્રાપની શરૂઆત વિરમદેવ ઘુમલીપર હુમલો કરે છે. દેવકોપે રત્નાકરના તોફાનથી સાગરના નીર ઘુમલીપર ફરી વળે છે. રાણો નાસી છૂટે છે.

**પ્રવેશ ત્રીજો:**—દુનીયાની માયાજાળથી મુક્ત થવાનો વીરાજી અને ન્યાય શાસ્ત્રીનો ઢોંગ. વીજળી અને કમળાજી તરફથી મળતી સોટાની ભીક્ષા.

**પ્રવેશ ચોથો:**—શ્રાપના સંતાપથી તારાજ થયેલા ઘુમલીપર વિજય મેળવનાર વિરમદેવ, જગુભાને ઘુમલી પ્રદેશનું રાજ્ય પાછું આપે છે અને વીરાજીને ગામના કોટવાળ નીમે છે

**પ્રવેશ પાંચમો:**—કોટવાળ બનેલા વીરાજી અને વીજળીનો હાસ્યજનક વાદવિવાદ. ન્યાયશાસ્ત્રી ફરીયાદ કરવા આવે છે ચંદા અને પાંડુરંગ શાસ્ત્રીને દેશનિકાલની સજા થાય છે.

**પ્રવેશ છઠ્ઠો:**—શ્રાપના તાપથી પીડાતો રાણો બળતા જીવનની શાંતિ માટે કાશીક્ષેત્ર તરફ જતા રાણાનું અને ઉજળીનું મિલન. પશ્ચાત્તાપ કરતો રાણો ઉજળીનો સ્વીકાર કરે છે. દુઃખથી બેહાલ થઈ ગયેલા રાણાનું મૃત્યુ. શુદ્ધ પ્રેમી ઉજળીનું સહગમન અને પરમ પ્રેમી યુગલનું સ્વર્ગ પ્રયાણ.

**શાંતિ ! શાંતિ !! શાંતિ !!!**

## અંતિમ ઉપસંહાર.



॥ શ્રી ગણેશાય નમઃ ॥

*-શ્રી-*

# અમર કીર્તિ.

## નાટકનાં ગાયનો



### મંગળાચરણ

સુત્રધાર, બાળાઓઃ—

તુંહી પ્રભુ શ્રેયસ્કાર પરબ્રહ્મ જગધાર.
સુખદ સ્મરણ છે વિપદને હરનાર;
મંગળ કર તવ છાંયે દુઃખડાં દૂર પળાય,
ભવના હે કર્ણ ધાર તુંહી આ ભવતાર—તુંહી.
તવ ચર્ણે નમન મન ધરી નીશદિન,
વિભુવર કમલનયન પ્રિયકર કમલ વદન
દુઃખ હર;
રમેશ રસ ભર નિવાસી રસ સર;
ભુક્તિ મુક્તિ રિદ્ધિ સિદ્ધિ કાન્તિ શાન્તિ
અર્પનાર—તુંહી

બાળાઓ:—                 ૧

સતીઓનાં નિર્મળ છે બ્હેની શરીર,
સુહાય અંગ અંગે શુદ્ધ શિયળ તણાં ચીર—સતી.
પતિ ભક્તિ કંકણ કર કમળે શોભાવતી,
શક્તિએ શક્તિ થકી વિશ્વને નમાવતી;
શાણી ગંભીર જેના હૈયામાં ધીર,
ટેકે સ્થંભાવે જે સાગરનાં નીર.........સતીઓ

ચારણ કન્યાઓ:—                 ૨

ઉના ઉના વાયુ વને વાય ધરણ સુકાણી,
સોરઠ દેશની રે મેહુલા મોંઘા થાય.
સુકા સુકાં સરોવર જણાય,
સુકાં સુકાં તે વન આંગણાં રે,—મેહુલા મોંઘા થાય,
ગીર સુકયાં નાઘેર સુકાણી હાલાર ઝાલાવાડ,
ભાદર મચ્છુના કાંઠા સુકાયા મેહુલેવાળી આડ.
સુકાં સુકાં રંકને રાય લુખાં લગે છે મહેલ માળીયા
મેહુલા મોંઘા થાય,

મોર ચકોરના શોર ગયા અને કોયલના ટહુકાર ભુલાયા,
આવ્યો આષાઢ ન ચમકી વીજલડીને મેઘ નહીં ઘનઘોર છવાયા
ભૂમી ભલી હરીયાળી દીઠી નહીં, વાદલડી જોઈ હીર હરાયાં,
પુણ્ય ખૂટ્યાં અમ દેશ તણાં કે શું સાગરનાં નીર સાવ સુકાયાં.
મેહુલા કંચનની ક્યારીઓ ભરાવું ને જાઉં તારે વારણે હો રાજ
મેહુલા મોતીડે વ્હાલથી વધાવું જો આવે મારે આંગણે હો રાજ

વીજળીઃ— ૩

જોબન નવરંગમાં ઝુલતી ઉમંગમાં,
તનડે તાલાવેલી થાય છે,
કહેજો સંદેશો મારા શ્યામને
સુહાગી રાજ તલસી તલસીને જીવ જાય છે...
ચાંદલીયો જોઈ મારૂં ચીતડું ચોરાય છે,
કોયલડી ટહુકે મારૂં કાળજું ચોરાય છે;
વે'લો જોડાવો રાજ આણાં લઈ આવો,
મારી મોંઘી વસંત વહી જાય છે..........

વીજળી:—　　　　૪

સાહ્યબા સડકે બંધાવ માંડળગઢ જાવું
સોનેરી રથડા મંગાવ..................
મખમલ કીનખાબ તણાં ગાદલાં બીછાવી
માંહી અત્તરનાં છાંટણાં છંટાવ..........
કચ્છી ઘોડાની જોડે જોડી અલબેલડી,
પ્યારીને પ્રીતે પધરાવ....................
પચરંગ પાઘ તમે પ્હેરો પ્રીતમજી,
શીર પેચે કલગી લગાવ... .... .... ...
હળવે હાથે તે રથ હાંકો નાવલીયા,
નાનકડી નારી રીઝાવ....................

ઉજળી:—　　　　૫

સજ્જન સ્નેહભીનાની હૃદય જ્યોતિ મને જાગી
જીવન જગાવે પ્રેમ પઢાવે ઘેન ચઢાવે... ......
વીણા મીઠી વાગી.
વાયુ લહર મધુર શી આવે પ્રિયજનના સંદેશ એ લાવે.
કોણ બતાવે મનના માન્યા ધુની અજબ એની લાગી
જ્યોત મને જાગી.

ઉજળી:— ૬

લાગી મહારાજ અમને આપની માયા,
અમારા તમારા લેખો અમર તે લખાયા,
રાણા જુદી નવ થાશે જગમાં કાયાથી છાયા—લાગી.
દર્શન દેતામાં મારાં નયનો ઘવાયાં,
જોતામાં ચીતડાં ચોરાયાં મહારાજ માનો—લાગી
તન મન અર્પ્યું તમ ચરણે મનના મહારાયા,
પ્રાણમાં પ્રાણ આ સમાયા શીરતાજ સમજો.

રમાદેવી અને સખીઓ— ૭

મનોહર પીનસ્તન પરથી સરકશે જો અલિ અંચલ
રસિકની આંખડી જોશે પલક ભર એ થશે ચંચલ
રસિક શૃંગારની મસ્તી, નથી આ વિશ્વમાં સસ્તી,
નકામાં શબ્દ બાણોથી સતાવો ના હૃદય કોમલ
અલક લટ ઝુલતી ગાલે, નયનમાં નાચતાં ખંજન
નીરખશે કો રસિક વર તો પલકમાં એ થશે ઘાયલ.
રસિક ઉરમાં પુરાયાંના, અધર રસમાં ભીંજાયાંના
ઘવાયાંના નયનશરથી બીજાને શું કરે ઘાયલ.,

રમા અને સખીઓ:— ૮

દીલ ખોલ અલી જરી જોતો ખરી,
તારા સ્વપ્ન વિહારી એ શ્યામ રહ્યા;

દૂર જાઓ જરી શરમાવો અલી,
મારા શ્યામને કેમ સતાવી રહ્યાં.
સખી નાથના નેહ છુપાય નહિ,
રસ પાન પ્રકાશમાં થાય નહિ;
રસ પાન સુખેથી કરાવ સખી,
તારા શ્યામલ ગોર કિશોર રહ્યા.
અલી જો જે તરસ રહી જાય નહીં,
રસીયાં રસ પાને ધરાય નહીં
ભુજ બંધ પ્રીતેથી ભરાવ અલી,
મન મંદિરના તારા મોર રહ્યા.

## વીરાજી અને કંચનીઓઃ—૧

કમલીવાલા મેરા સાંઈ નીભાઇ જીયે લાલચાં યારીયાં,
કડી તેં બહેકે છમ છમ રોનીયાં મૌલા તું પાર લંઘાઈ
નથી જો વસ્લ મંજુર તો મુઝે બોસેહી લેને દો
મંય શયદા હું તુમ્હારા બે ઘડી મોજ કરને દો.
યે દીલકી આરજુ હય કે યહાં હમ દફન હોવે,
તેરે સીતારકા ગલેફ મેરા કફન હોવે.
ચાદર તાણુ સોતી વીચ વેડે,
કંકર માર જગાઈ * * *

## વીજળી. વીરાજી. ચંદા. જગુભા:—૧૦

હું હળવે હળવે સમજણ પાડું (શું) આ છે રાંડ રૂપાળી
જય મહાકાળી

અયે કમબાત વીજળી તુને કયા સીતમ કીયા
હમ યહાંપે આતે હય તુજકો કોણે કે દીયા
સુંદર શામળીયા પડે લાત તણો વરસાદ
મનહરના મળીયા વીરાજી લ્યો પરસાદ
રહેમકર મેરે હાલપર તું વીજલ
ક્યાં હય દિવાના કહાં હય પાગલ

\+ + + +

રેવા દે રેવા દે ઝાઝું ઝુડમાં હું તો લાગું તારે પાયજી
લેખડેથી પડો રાજા ભરથરી * * *



# અંક બીજો.

રમા અને સાહેલીઓ:—૧૧

ચાલો ચાલો સાહેલી રસકુંજમાં
સ્નેહભાવો સ્ફુરેજાગે જ્યોતિ કરે
ડાળી ડાળી ખીલીશી આમ્રકુંજ કુંજમાં
કોયલ ટહુકા કરે સ્નેહ અમૃત ઝરે—ચાલો
ઝીલી સ્નેહે રસધાર ભરત થાતો સંસાર
દિવ્ય પ્રમના પરાગે પુષ્પ પુંજ પુંજમાં
માન મંજુલકો ગાય વેલી વૃક્ષે વીંટાય,
ભૃંગઘેલા બને રસગુંજ ગુંજમાં

## રમાં અને સખીઓ:— ૧૨

સજી સોળ સરસ શૃંગાર સખી જ્યાં શયનભુવન જાતી.
કોઈ રસિક શ્યામ ત્યાં આવે કોમળ કાયા કંપાવે,
જોઇ અંગ પસીનો આવે સાને સમજાવે—સ
આલિંગન દેવા બોલાવે મીઠી લાલચથી લલચાવે,
શરમ ભરી જાઉં સાવ સરકવા ધડકે છાતી—સ

## કંચનીઓ અને પાંડુરંગ:—૧૩

મરીજે હીજા.કો દીદાર તું દીખા દેના
તુમ્હીને દર્દ દીયા હય તુમ્હી દવા દેના
નજરીયાં પ્રેમ ભરી તરસે
બાવરીયા કો મારા ગરજી ડરતા ના હરશે—નજ

ચંદ્ર બદન સાજન મન મોહન
ક્યાં બોલું ગતિ મનકી
ક્યારે કરૂં જબ મન લલચાયે
કુચ્છ ન કહું ડર ડરસે—નજરીયાં.

## ઉજળી અને રમાઃ— ૧૪

આ સરળ હૃદયનાં બહેન તમારા શા માનું ઉપકાર
પરમાર્થમાં જીવન સમર્પણ એજ જીવ્યાનો સાર
શિતલ છાયા તરૂવર આપે પંથી જનોના શ્રમને કાપે
અમૃતમય જળ સરવર કેરાં જગત તૃષા હરનાર—તમારા
ભવસાગરમાં ડુબતી બાલા નાવિક આપ બન્યાં ગુણ શાળા
હૃદય તમારૂં તમને અર્પ્યું એમાં શો ઉપકાર
અનહદ એ ઉપકાર..........................આ સરળ.

## વડારણોઃ— ૧૫

એક રૂપીયારો ઢોલા રૂઈ મંગવાદ્યો
કાતણ દે કતવારો જોડીરા ઢોલા ઝીણો કાંતોસા
બાર બાર વરસો શું નોકરી સીધાયા
ખોટા રૂપીયા લાયા જોડીરા ઢોલા બા' રં હૈં કૌ શા
પતળીસી દાળ ગવાંકારે ફુલકા તુરીયાંરી તરકારી
જોડીરા ઢોલા ભેળા જીમોયા.



# અંક ત્રીજો

રમાદેવી— ૧૬

શ્રીમંતોની દુનિયા છે જુઠી જુઠા સૌ સંસાર,
જોઈ અમીરી ના અંજાશો સ્વાર્થ તણુંજ બજાર.
મહેલ માળા જોઈને કોઈ વ્યર્થ નહીં લલચાશો
ઝાકળનાં જળ મીઠાં માની પીવા કદી નવ જાશો
એના ખોટા છે ચમકાર.... .... .... ...
સ્વાર્થી જનોની શબ્દજાળમાં કદી નહી બંધાશો,
પ્રપંચી જગમાં ભોળાં થાશો તો આખર પસ્તાશો
એમાં જોશો નહીં કાંઈ સાર... ... ...

રમાઃ— ૧૭

પ્રેમ પ્રેમ શું કરો જગતમાં શુદ્ધ પ્રેમ નવ મળે
ફોગટ ફાંફાં મારી દીવાના જીવન ભર ટળવળે;
ચકોરો ચંદ્ર ઉપર મરતાં પતંગો જ્યોતિપર જળતાં,
રસિક કુમુદિની શશીવર જોવા રાત દિવસ લલચાય,
સ્વાર્થી નીશાકર અંબરપટમાં રોજ રોજ સંતાય
બીચારી તલસીને બીડાય અરે એતે શું પ્રેમ ગણાય,

માની સુધારસ રંકસારસો મૃગ જળ પીવા ચ્હાય,
પરિણામે જ્યાં જુવે હળાહળ ઝુરી ઝુરી જીવ જાય;
પ્રેમના નથી કીનારા ક્યાંય નકામા પડશો ભવ જળ માંહ્ય,

## ઉજળી:— ૧૮

મોહીની લગાડી મીઠી દીવાની બનાવી રાણા.
અધવચ જાશોના પ્રીત તોડી.
તારી આશાએ રાણા સઘળાં સંબંધી છોડયાં,
લાજ શરમ મેં તો છોડી હઠીલા રાણા—અધવચ.
તનડાના તાપે હું તો સળગી ઉઠી છું
રગ રગમાં જવાલા મને જાગી હઠીલા.

## વીજળી અને વીરાજી:—૧૯

જરા સમજી લ્યો સાનમાં કોના છો ધ્યાનમાં
જોગી બની ક્યાં જાઓ છો.
ક્યાંથી આ રંગ રાગ લાવ્યા નાવલીયા,
છેકજ નમેરા શું થાઓ છો.
ચટપટ ચેત હેત કર હરી શું મરણ ભમે છે માથે રાયજી,
કાળાં ધોળાં કૈંક કરીને ડોળ કરો છો શાને કંથજી,

## વીરાજી, પાંડુરંગ, કસળાજી, અને વીજળીઃ—૨૦

જોગીડા ભોગીડા વીરાજી...............જીહા જી
પરસાદી લ્યો તાજી ...............જીહા જી.
અયસી ભીક્ષા ગુરૂકો નાહીં ચેલેકો ખીલાવજી,
મફ્ત મલીહ આપ ગરૂડજી ટાઢે પેટે ખાઓજી—જોગીડા.
ભૂત ભાગ તું આ ભીક્ષાએ મુઆ બુઆ ચટણાજી,
સસરો જમાઈ બંને મુરખ ન્યાય કરે શું કાજી;
દખણાજી, ચટણાજી ચોરા વાત કરે કસળાજી,
સસરાજી, વીરાજી, કસળાજી,
જી જી જી જી જી જી...............જોગીડા,

## વીજળી અને વીરાજી:— ૨૧

મારા સન્યાસી સુજાણ એકજ અબળાની લ્યો લ્હાણ,
આવી સતી અંજના મુકી જાઓ તો માલવપતિની આણ
તું હીં હુર સમીઓ નાર તું સૌરાષ્ટ તણી રસધાર
માયાના રંગે હું પામ્યો આજે વીજળી જેવી નાર
સ્વામી આજે થયો સુખનો પુરો ઉદય ભાણ
દીવાની તું હું પાગલ જાગ્યું સ્ટેહાઉસ પર રમખાણ
વીજળી બ્હાર ગામમાં બાજીરાવનાં બારે બુડયાં વ્હાણ
બાબત આમ હરે રામ (૨ ...................મારા

શાંતિ ? શાંતિ ! ! શાંતિ ! ! !

## સમાપ્ત.